


# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

| વર્ષ : ૧ | અંક : ૧ | સળંગ અંક - ૧ |

| સપ્ટેમ્બર – ૨૦૧૬ |

~ સંપાદક ~

સુલતાન સિંહ

કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા - ૩૮૪૦૦૨

મોબાઈલ - ૯૯૦૪૧૮૫૦૦૭

kavygoshthi@gmail.com

http://kavygoshthiblog.wordpress.com

### વાચક વર્ગને પ્રણામ ....

ગુજરાતી સાહિત્ય સાચા અર્થમાં જીવંત અને અવિરતપણે ધબકતું રહે તે માટે અત્યારેસોશીયલ મીડીયાનાં ઉપયોગ વડે વોટ્સએપ પર 'કાવ્ય ગોષ્ઠિ' નામથી એક સાહિત્યકગૃપ ચાલી રહ્યુ છે. નવોદિત કવિઓ અને ભાવકો આ ગ્રુપમાં સામેલ થઈ શકો છો..વિસ્તૃત માહિતી મેળવવા માટે નીચેની સાઈટ પર સંપર્ક કરી શકો છો.

Contact Us :-
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com




જો દુનિયા કેવી કમાલ કરે છે,
ચોર પણ સહુકારને સવાલ કરે છે.
~ સુલતાન સિંહ

## લાગણીનો તાર...

કવિ અને બધા જ સહકાર આપનાર વડીલો ,મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ .સહિત્ય ક્ષેત્રમાં નવુ સર્જન કરવું એ એક તપ કરવા બરાબર છે .અને આ તપનું ફળ અમારા ગ્રુપને મળ્યું છે તો એનું રૂણ ઉતારવું કેમ શક્ય બને .અમારી ટીમ સદા આવા ઉતમ સર્જકોની આભારી રહેશે.

કાવ્યગોષ્ઠી ટીમ

# અનુક્રમણીકા

કાલે અચાનક ને સાવ ઓચિંતા જ,
ઊભી રહી ગઇ સામે સવાલ લાવીને,

ફરે તો છે ધરતીના ગુમનામ છેડે જ,
છતા છે ખુશ વરસાદની વાત લાવીને,

નથી ખબર પ્રેમ વિશે એને કાઈ જ,
આપી ગઇ બાગમાંથી ગુલાબ લાવીને,

સમજાયું નઈ વાતો ક્યાંથી શીખી હસે,
મને કહે કે આપો આભથી ચાંદ લાવીને,

વાદળની શક્તિનો અંદાઝ તો નથી જ,
તોય ખુશ હાથમાં ટીંપા બેચાર લાવીને,

સપના સાર્થક હંમેશા થાય નહીં જાણે જ,
છતા હરખાય છે સપનાની વાત લાવીને,

હવે નથી રહી મારા દિલ સિવાય ક્યાં જ,
છતાં ઘાવ કરે તાજા યાદ અપાર લાવીને,

~ સુલતાન સિંહ 'જીવન'

ફેસબુકની દુનિયામાં ભલે તું મને દૂર રાખજે,
વાસ્તવમાં મળે ક્યારેક તો જરૂર યાદ રાખજે,
વોટ્સએપમાં ભલે હુ કોન્ટેક્ટ લિસ્ટમાં નથી,
નંબર લાગે ભૂલથી તો અવાજ યાદ રાખજે,
મારી ટ્વીટ ટ્વીટરની ભલે રીટ્વીટ ન કરે,
પણ કહેલી વાત વાસ્તવમાં તુ યાદ રાખજે,
ફોલો નહીં કરે ઈંસ્ટાગ્રામમા એ તો ચાલશે,
ન થાય અનફોલો જીવનમા તુ યાદ રાખજે,
સાઇટ્સ તો ઘણી છે સોશિયલ મોબાઇલમાં,
પણ હુ તો છું વાસ્તવિક એ વાત યાદ રાખજે,
હાઇક, ટેલીગ્રામ, લિંકડઈન ઘણી સાઈટ છે,
દુનિયાની કઇ સાઈટ છું હું જરા તુ યાદ રાખજે.

~ સુલતાન સિંહ 'જીવન'
( ૨:૪૫, ૨૨ ઓગષ્ટ ૨૦૧૬)

લાગણીઓ પર ક્યાં કોઈનું ચાલે છે,
એટલે જ તો મને તારી કમી સાલે છે,

વેદનાને ક્યાં બંધાય આમેય પાળા,
એટલે નયન મોસમમાં નમી હાલે છે,

યાદ નથી આવતી તારી હવે કેમ કહું,
વારંવાર તારો ચહેરો નયનમાં હાલે છે,

ન રોકી શકાતી તને દૂર ચલ્યા જતા,
એટલે વેદનાના દિલે ક્યારા હાલે છે,

મોસમની પણ કુદરતી આ કરામત,
બાકી ઉનાળે ક્યાં નદી નાળા હાલે છે,

કરીશ ઇશ્વરને ફરીયાદ બેવફાઈની,
કદાચ તોય દિલમાં તારી પ્રીત હાલે છે,

~ સુલતાન સિંહ 'જીવન'

નથી પુછતી એ હવે તને કેમ છે,
જે કહેતી વારંવાર મને પ્રેમ છે,
હૈયામાં એ ચહેરો હજુ હેમખેમ છે,
જોયા કરતી મને જાણે કે પ્રેમ છે,
ભૂલેલી વાદળી પણ પાછી ફરી,
છતાંય એ ના આવી જેને પ્રેમ છે,
ભૂતકાળની નથી રહેતી યાદ હવે,
કોણે કરેલો વિચાર કે આ પ્રેમ છે,
કોણે કહ્યુ કે હુ ભૂલી ગયો છું એને,
હું આજ પણ કહીશ મને પ્રેમ છે,
સમય જરૂર એને સમજાવશે જ,
કોને છે વહેમ, કોને સાચો પ્રેમ છે,

~ સુલતાન સિંહ 'જીવન'

આ જીવનની ઘટમાળમાં,
એક આ અહેસાસ થાય છે,
ક્યારેક સર્જન લાગણીઓનું,
ને ક્યારેક વિનાશ થાય છે,
જીવે છે, મરે છે અને જન્મે,
ક્યાં જીવ વિલીન થાય છે,
તત્વોમાં પ્રેમ ને પ્રેમતત્વ,
શબ્દોની આરપાર થાય છે,
જોને ક્યાં વિલાય છે જીવ,
હવે એમા ઉદગાર થાય છે,
નથી મળતો ખુદાએ સંસારે,
દરેક જીવે સાક્ષાત થાય છે,
નથી ધર્મને જ્ઞાતિ માપદંડો,
માણસાઇ અહિં નાશ થાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'

હ્યદય, મન, લાગણી, સુખ ને અમારું જીવવા જેવું,
બધું આપી દીધું છે આપને તો આપવા જેવું.
હવે નીરખી જ લેવા દો તમારો આજ આ ચ્હેરો,
ઘણા દિવસો પછી પુસ્તક મળ્યું છે વાંચવા જેવું.
હું છું દિપક ને સળગ્યો છું, પ્રકાશિત છું,
મને ના ઓલવો આપી જગતની કો' હવા જેવું.
ઘણાં વર્ષો થયા અમને મળ્યું ના સુખ જીવનમાં,
અમે ભાળી ગલી તારી તો લાગ્યું ત્યાં જવા જેવું.
નવી શરુઆત કરવી છે પ્રણયમાં એટલા માટે,
લખ્યું છે હાથ પર મેં આજ જુઓ શ્રી સવા જેવું.
હવે તારા નયનમાં કૈફ જોવા પણ નથી મળતો,
હવે કોઈ જ કારણ ક્યાં રહ્યું છે ચાહવા જેવું !!
મટાડી દેતી ઘાવોને જરા બસ ફૂંકમાં 'પ્રત્યક્ષ',
હશે માતાની એ એક ફૂંકની અંદર દવા જેવું.
ઋતુ ઠંડીની હો તો પણ થથરતો હું નથી 'પ્રત્યક્ષ',
ભર્યું છે કૈંક એવું આ હ્યદયમાં તાપવા જેવું.
ન કંઈ પણ હાથ લાગ્યું ને જીવનને વેડફ્યું 'પ્રત્યક્ષ',
જગત લાગી રહ્યું છે આજ અમને ઝાંઝવા જેવું.

- રવિ દવે 'પ્રત્યક્ષ'

એક સાંધે તેર તૂટ્યે જાય છે,
ક્યાં નવું થીગડું ફરી સંધાય છે ?
હું ગણતરી તારલાની ક્યાં કરું ?
એક તો એ રોજ ખરતો જાય છે !!
રોજ ખિસ્સામાં રહે ગાંધી છતાં,
સત્યવાદી કોણ અહિયા થાય છે?
હા તમે ઘૂંઘટ ન ખોલો આજ કે,
ચાંદની સમજી બધા વ્હેમાય છે.
કેમ હું માની લઉં છે પાનખર ?
તારા લીધે ફૂલ સૌ કરમાય છે.
ટેરવા જો કાન દઈને સાંભળો-
તો ટકોરા દ્વારના સંભળાય છે !!
જે મદિરા કાલ મેં પીધી હતી,
આંખ દ્વારા આજ એ છલકાય છે.
એ કહે છે ચાંદ મારે જોઈએ,
ચાંદ જેની ચાંદનીમાં ન્હાય છે !
ફૂલને ચૂંટી ગયાનો છે ગુનો,
નામ ત્યાં 'પ્રત્યક્ષ'નું બોલાય છે.
રવિ દવે 'પ્રત્યક્ષ'

નભના સિતારાનું જ વિસર્જન છે ઝૂલ્ફમાં,
તેથી ધરા ય આખી આ રોશન છે ઝૂલ્ફમાં.

વિખરાઈ અંધકાર પૂનમ જાણે થઈ જતે,
સારું થયું કે કૈંક તો બંધન છે ઝૂલ્ફમાં !!

સમજી રહ્યા છે જેને સિતારા જે આજકાલ,
એ તો ઝળકતું મારું જો રૂદન છે ઝૂલ્ફમાં.

એની સજા છે એથી ગઝલ મેં રચી લીધી,
વાંચી શકો તો વાંચો જે વાંચન છે ઝૂલ્ફમાં.

'પ્રત્યક્ષ' ભિન્ન ભિન્ન રૂપો છે સનમ મહીં,
ક્યારેક દોસ્ત, કો'ક દી' દુલ્હન છે ઝૂલ્ફમાં.

રવિ દવે 'પ્રત્યક્ષ'

ચ્હેરા ઉપર આ ઝૂલ્ફ જો વિખરાઈ જાય છે,
તો અંધકાર જોઈ એ શરમાઈ જાય છે !!
ધરતી ઉપર પડે છે ને શોષાઈ જાય છે,
મોઘમ છે આંસુ એટલે વેંચાઈ જાય છે.
આ ભીંતને તો કાન નથી તો ય કેમ આજ -
મનમાં કરું છું વાત ને ફેલાઈ જાય છે !!
જેને મદદ કરી છે મેં તો સુખના કાળમાં,
મુજ દુ:ખના એ સમયમાં સૌ પરખાઈ જાય છે.
'પ્રત્યક્ષ' ના બજાર મહીં નીકળો કામથી,
સામા મળે છે એ ને સૌ વિસરાઈ જાય છે.

રવિ દવે 'પ્રત્યક્ષ'

ખુદાનો ડર નથી તેથી બધા એને સતાવે છે,
મુસાફરને ઘણા લોકો અહીં ઠેબે ચડાવે છે.

ભલેને હું નથી ઓ દોસ્ત એની સાથ આજે પણ-
મેં શીખવેલો પ્રણય બીજાની સાથે એ નિભાવે છે.

હકીકત હોય કે આભાસ એને સૌ બરાબર છે,
હવે તો જાગૃતિ તો ઠીક સ્વપનમાં પણ રડાવે છે !!

બગીચામાં મળી આવ્યો કોઈ પથ્થર અનાયાસે,
હવે તેને સ્વયંભૂ કહી બધા મસ્તક નમાવે છે.

બધે 'પ્રત્યક્ષ'ને નામે ભલે ઓળખ થઈ ગઈ છે,
હું તો ઈન્સાન છું ઈશ્વર બધું મુજને લખાવે છે.

રવિ દવે 'પ્રત્યક્ષ'

## "પિતા"

ઉપરી કઠોર કાચલા,ભીતર અમીયલ ધાર,
છૂપો સ્નેહ વરસાવતો એ કુટુંબનો આધાર.

કરતો રહેતો કામ એ લેવા છોરું સંભાળ,
જીવતર આખું હોમી દેતો કરી પ્રસ્વેદ ધાર
.
સ્નેહ,પ્રેમ ને લાગણી જેનો હુંફાળો હાથ,
મોભી ઘરનો મીઠડો ને કરુણાનો કરનાર.

રોટી કપડા મકાન છે ને પરિવારની ઢાલ,
નિજના શમણાં સાચવીને છોરુંના સાકાર.

"પાર્થ "પિતાના પ્રેમને જાણી શક્યું છે કોણ,
બીજા ઝરમર વાદળી એ મેઘ અનરાધાર.

પાર્થ ખાચર

**ઝાડ ને કાપો નહી સ્થાપી જુવો**
**થોડી લાગણી એની માપી જુવો**
**સહજ કુંપળો ફૂટે અહી રોજ**
**થોડી હૂંફ આ ડાળને આપી જુવો**
**એમજ નથી આ ખોળીયે લીલાશ**
**પ્રેમનું પાણી મુળીયે નાખી જુવો**
**કરી સેવા ને આયખુ ઓવારતું**
**પ્રેરણા થોડી તો એની લઈ જુવો**
**'પાર્થ' પરોપકારી એનું જીવતર**
**વુક્ષ સમુ જીવન તો જીવી જુવો**
**પાર્થ ખાચર**

મળવાના ઓથારની વચ્ચે કેવી મીઠપ રાખે છે,
થાય જો ઉદીપ્ત પુણ્યો મારા તું કેવું રૂડું આપે છે.
છે ઝંઝાવાતી જીવનને તું કાળજી કેવી રાખે છે,
હોય બોર જો શબરી કેરા તો પ્રેમથી કેવા ચાખે છે.
જીવન આખું તુજ કૃપાથી કેવું મોહરી ઉઠે છે,
તુંજ સ્નેહનો દરિયો થૈને સ્પર્શ હુંફાળો આપે છે.
અબજોનો આડતીયો થઈને કાયમ તારી સાથે છે,
સદાએ આપતો રહેતો માધવ હિસાબો કયા રાખે છે.
અહર્નિશ આ શ્વાસો મારા એની કૃપાયે ધબકે છે,
'પાર્થ' પ્રેમની પરમ જ્યોતિ સદા પ્રકાશો આપે છે.

~ પાર્થ ખાચર

"જિંદગાની"

હરપળ કરાવે સંઘર્ષ તોય માણવાની છે,
આ જિંદગી અઘરી છતાએ ગાળવાની છે.
સુખ-દુઃખ ની ઘંટી સદાએ ચાલવાની છે,
દીઘેલા શ્વાસ દાતાએ ગણીને મહાલ્વાની છે.
કોક ને કાંટાળી કેડી ઘણાને બાગબાની છે,
રણોની મદ્યમાં મળતી ઘણાને ફુલદાની છે.
પળોમાં રંક ને રાજા કરે એવી રવાની છે,
જવાની છેવટે એ" પાર્થ"મધુરી જિંદગાની છે.

પાર્થ ખાચર

**કુદરત પાસે માંગું ભાગ**
**આંસુ આપી માંગું વરસાદ**

**- ઈવા પટેલ**

એકાદ દીવો થઈને ઝળહળું તો બસ છે,
સૂરજ થઇને પ્રકાશવાનું આપડું ગજું નથી,
એકાદ તરણું થઈને ઉડ્યા કરું તો બસ છે,
ભાર જગતનો લઈ શકુ એ આપડું ગજું નથી.
એકાદ ઝરણું થઈ ને વહી શકુ તો બસ છે,
ઝાંઝવું થૈ જાત છેતરવાનું આપડું ગજું નથી.
એકાદ ફૂલ થઈ ફોરમ ફેલાવું તો બસ છે,
સુગંધ દુનિયાની થાવાનું આપડું ગજું નથી.
ગીત બની ગહેક્યા કરું 'પાર્થ' તો બસ છે,
આખું મહાકાવ્ય થવાનું આપડું ગજું નથી.

~ પાર્થ ખાચર
તા -1/09/'16

આ ઢોંગ આ ચાળા મને નહીં ફાવે,
જીવન તમારા વાળા મને નહીં ફવે.

હોય ભલે ગમે તેટલી મુશ્કેલ પણ,
સચાઈ ના મોઢે તાળા મને નહીં ફાવે.

લઈ જાવ હવે બરબાદ થયો છું હું,
મોહબ્તમાં હવે દેવાળા મને નહીં ફાવે.

દીલ માં કંઈક દેખાવો કંઈક ઔર હે?,
સબંધમાં આવા ગોટાળા મને નહીં ફાવે.

હું માનવી ને દુનિયા આખી ઘર "પાગલ"
દેશ સરહદ ને નાત ના વાળા મને નહીં ફાવે

#વિરલ_દેસાઈ_પાગલ

સબંધ ના પ્રપંચ માં બધાયેલો માણસ છું,
ને પછી આ પ્રેમથી સંધાયેલો માણસ છું.

કરૂં છું વાતો તો ખુબ સમજ ની હું પણ,
તોય પાગલપણા માં નોંધાયેલો માણસ છું.

શોધું છું ખુદાને હું રોજ રોજ બધે અહીં,
ને પાછો હું ખુદમાં ખોવાયેલો માણસ છું.

શ્વાસ લહુ શબ્દ ને વાતો દિલ તણી મારી
આ બધા માં થોડો થોડો ગુંથાયેલો માણસ છું.

આમ આ મેહફીલ મારા જોરે છે જ પાગલ,
એજ મેહફીલમાં ખુણે નખાયેલો માણસ છું.

#વિરલ_દેસાઈ_પાગલ

આમ વગર તરે આ તરી જવાની મજા,
પ્રેમ કરી મર્યા વગર મરી જવાની મજા,

આ ખુબ બળી ને દીપક માફ હું રહ્યો,
આમ ખુબ બળી ને ઠરી જવાની મજા.

લોકો જાણે કે ખુદા જાણે જ છે બધુ,
લે છે બધા જાતને છળી જવાની મજા.

એક ધારૂં ચાલવું જીવન નથી દોસ્તો,
થોડી ઉઠીવાની થોડી પડી જવાની મજા.

કબર માં જાવુ નથી જવું એક કારણથી,
છેલ્લે પણ લેવી છે બળી જવાની મજા.

#વિરલ_દેસાઈ_પાગલ

**મારી એવી રીતે દવા કરો,**
**જુના ઝખમો ને નવા કરો.**
**હા બોલવે છે મારૂં દીલ,**
**આવો અને ફરી દગા કરો.**
**હા ગુનેગાર છું ખુદા નો હું,**
**જો ખુદા હોવ તો સજા કરો.**
**હું જ છું  મારો કાતિલ અહીં,**
**કે કેસ હવે મારો રફાદફા કરો.**
**બતાવો પાગલ કઈ રીત મને,**
**જીવન ને મુજ થી ખફા કરો.**

**#વિરલ_દેસાઈ_પાગલ**

## આખો લડી છે

તમારી જ સાથે જ્યાં આખો લડી છે,
મુલાયમ એ દિલની ક્યાં તુજને પડી છે ?.
સજાવ્યા  અમેતો  પ્રણયમાં તમોને  ,
કદર પણ ક્યાં એની સફરમાં મડી છે..
લકીરે  લખ્યો છે સહારો અમારો,
નસીબે નસીબે છબીઓ જડી છે..
ભલેને ખિલ્યાં એ ફુલો પણ વસંતના,
હ્રદય માં   બસ હવે  દરદની ઘડી છે.
રમ્યા એ રમત તો એ પણ “તૃપ્ત” હારે,
રમતમાં તમોને  ક્યાં અમારી પરવડી છે.?
તૃપ્તિ ત્રિવેદી “ તૃપ્ત “

( 1ચાલ્યા કરો

એક ડ્ગ ભર્યા પછી ચાલ્યા કરો,
કા' પછી લક્ષ્યાંક ને જ જોડ્યાં કરો.
જાય છે જો શિશિર ને પધારે છે વસંત્ ,
ખીલતી એને જરા , નિરખ્યાં કરો.
હા , 'હુ' છું ને જીંદગીભર સાથમા,
એમ કા ' એ વ્હેમમાં ચાલ્યાં કરો ?
મોહરી વાતું તુ કા' નહિં સમજતો ?
પ્રેમની ભાષા કહીં છે , સમજ્યાં કરો.
આમ સાગર જેમ હરપળ કા' વહ્યો ?
કા, તૃપ્ત થૈ કિનારો ધોળ્યાં કરો.

તૃપ્તિ ત્રિવેદી " તૃપ્ત"

આ પાછળ રાખી ભારે કરી તમે
પછી માફી માંગી ભારે કરી તમે

હું છુ કેવો આખું જગત જાણે
મને અહીં સાંખી ભારે કરી તમે

આખું શહેર હીલોળે ચડ્યુ છે
મારો હાથ દાબી ભારે કરી તમે

જગત માં બધુ ચોરાય વાત સાચી
આ દીલ મારુ હરી ભારે કરી તમે

પાગલ ને કોણ પસંદ કરે યાર
મારા પ્રેમમાં.પડી ભારે કરી તમે

#વિરલ_દેસાઈ_પાગલ

આ સમયને સાંધવા તું એક ક્ષણ તો દે મને,
કા હવે મારી સફરની એક તો ક્ષણ દવ તને.

ક્યાં સુધી ને ક્યાં જવું એ બોલવું તો જોઇએ!!
આ ડગરમાં મૌન થૈ ને પૂછવું એ વેમને!!!

એક તું ને એક હું કેવા રહ્યા'તા યાદમાં,
એ વિચારે એ રટણમાં રાખજે તું હો મને!!!

સાથમાં તું - ચાહતે તું - શ્વાસમાં તું હરપળે,
એટલે હું ક્યાં રહું છું એ ખબર છે જો તને.

"તૃપ્ત "થઇને પણ અધીરા કા' ફરે લોકો બધા,
એ અહેસાસે વહ્યું છે જો ઝરણ મુજ આંસુને.

તૃપ્તિ ત્રિવેદી 'તૃપ્ત'

વાત મેં પણ એમની સાથે કરી બે ચાર છે,
એમને તો યાદ કરતાં થૈ રહ્યાં એ વાર છે.

કો'ક આજે પણ રડ્યું છે યાદમાં હૈયે ઘણું,
લાગણી છૂટી મળ્યાં એમાંય ક્યાં એ સાર છે ?

ઘાવ સંતાડું સદા એને મને આપ્યા ભવે.
શર્તમાં પણ સાથ છોડી જાય એ બેકાર છે!

એ વિચારે મોહ–માયા-કપટો જો ત્યાગી સદા ,
આજ ભજશો કોટિ પરમેશ્વર તો બેડો પાર છે.

ફિલસુફી સમજી રહી આ સાથ સમયે "તૃપ્ત" જો,
સાર આ આજે મળ્યો તુજથી જે તારે દ્વાર છે.
તૃપ્તિ ત્રિવેદી" તૃપ્ત"

શું કરૂ આ છાના ડુસકાનુ શું કરુ?
હૈયે લીધેલા આ ચાબખાનું શું કરું?
સહજતાથી સમજુ લાગણી તારી,
પણ તારા વહેતા આંસુનું શું કરુ?
અણસમજુ હજી આ દિલ છે મારૂ,
દુનિયાદારી ની આ સલાહોનું શું કરૂ?
રસ્તો એક જ છે એના મારા માર્ગ નો,
વચ્ચે આવતા એ મુકામનુ શું કરૂ?
સાંખીલે છે હ્રદય દુનિયાની વાતો ને,
વગર વાંકે આવતા નામનુ શું કરૂ?
હું તો મારા મહી એકલો જ ભટકું,
મારા સાથે ભટકતા" આભાસ"નું શું કરૂં?

-આભાસ

વાત ને તુ આટલી સસ્તી ના કર,.
પ્યાર ને તુ સાવ પસ્તી ના કર.
હ્રદય છે મારુ સાવ નાજુક નમણું,
એનાથી તું આવી મસ્તી ના કર.
અનહદ લગાવ છે સાગરથી એને,
એનાથી બહું દૂર તું કશ્તી ના કર.
થવાનું હશે તો થઈ જશે તારૂ,
પ્રેમ માં આવી જબરજસ્તી ના કર.
ખુદા છે તારી ભીતર જરીક જો,
જેની તેની તું આમ પરસ્તી ના કર.
આઈનાનો શું ભરોસો એક ના કરે હજાર,
"આભાસ "આનાથી વધુ દોસ્તી ના કર.
-આભાસ.

**કંઇ કેટલુંય કહી જાય છે તારા શબ્દો,**
**બેસ સામે લખું હું તને આખે આખો.**

**- ઈવા પટેલ**

માણસો પોતે હવે ભગવાન થાતા જાય છે, *
પોતપોતાના ગુણો ખોટા જ ગાતા જાય છે.
આંસુ જોઈ, માપ આનું શું તમે લો કાઢશો?
આ હ્રદયમાં કેટલા દર્દો સમાતા જાય છે.
હા ઝુકી ડાળી બધી એના તરફ લો પ્રેમથી,
રોજ ઝાકળથી ફુલો પણ જામ પાતા જાય છે.
પ્રેમ શબ્દો આંગણે આવી મને એ ભીંજવે,
એટલે વરસાદને કાગળ લખાતા જાય છે.
આ સમયની ચાલ છે જે ચાલતી રહેશે સદા,
ને સમયની સાથમાં સ્મરણ દટાતા જાય છે.
-આભાસ

**ખબરમાં છું**

**જમાનો ક્યાં કહે છે ? કે હું તારીયે નજરમાં છું,**
**બની પ્રેમે દિવાની એટલે હું જો ખબરમાં છું..**

**નથી મારે એ મારી વેદનાને ભૂલવી આજે, ,**
**અરે ! એનાં વડે હું આજ મારી અસરમાં છું.**

**મહોબ્બતના સફરમાંયે તે આપી છે નિખાલસતા,**
**જો આજે એ નિખાલસતા ભર્યા સંગે સફરમાં છું.**

**ભલે સરખાવતો ખુદ રામ કે કાનો કહી ખુદને,**
**યશોદાને એ કૌશલ્યા છે એ ”માં” નાં ડગરમાં છું ?**

**જગતમાં જીંદગીનાં બસ ગણ્યાદિવસો હવે બાકી!**
**કહુ શું "તૃપ્ત "તું ખુદની જ સંગે જો કબરમાં છું.**

**તૃપ્તિ ત્રિવેદી" તૃપ્ત"**

મારુ આ દિલ ગુલાબ માંગે છે,
કોણ પીવા શરાબ માંગે છે?
એમ તું આસપાસ આવે છે,
પ્રેમ જાણે હિસાબ માંગે છે.
હો ભલે રાત આપણી નોખી,
આ હૃદય રોજ ખ્વાબ માંગે છે.
સમજવા લાગણી બધી એની,
આ નયન એક આબ માંગે છે.
ભૂલ મારી સુધારવા એતો ,
જિંદગીની કિતાબ માંગે છે.
ઓળખી જાય ના બધા જખ્મો,
લાશ મારી નકાબ માંગે છે.
યાદ 'આભાસ' દુનિયાને રહે,
લ્યો મરણ એ ખિતાબ માંગે છે.
-આભાસ

મન કેવું નખરાળું લાગે,
હો તારું ને મારું લાગે.
બેડો ઊતારો માથેથી ,
ઘરમાં પાણીયારું લાગે.
ગોળીઓની વચ્ચે રમતું,
હા એ બાળક ડાહ્યુ લાગે.
કાયમ અટવાતો આ માણસ,
અંદર કોઈ જાળું લાગે.
કોઈ કાગળ પાછો ચાલ્યો,
એ દરવાજે તાળુ લાગે,
જો દોસ્તો ભેગા થઇ બાળે,
સાચે સુખનું ટાણું લાગે.
અપનાવી લીધા 'આભાસ',
આ હૈયે ખુબ સારું લાગે.
-આભાસ

માટલી ફૂટી નથી ફોડાઈ ગઈ,
ધૂળમાં રોળી નથી રોળાઈ ગઈ.
ઠીકરી માફક ઘસીને ગોળ કર,
લાગણી જોડી નથી જોડાઈ ગઈ.
હોઠ ધ્રૂજે - ધ્રૂજતી પ્યાલી હતી,
તું હથેળીમાં હતી ઢોળાઈ ગઈ.
એક લીલો સાપ અંદર ફૂફવે,
શ્વાસની ઝેરી વ્યથા બોલાઈ ગઈ.
જીવને માઠું લગાડ્યું એમણે,
વારતા અરધી પછી છોડાઈ ગઈ.

ચિંતન મહેતા “ આલાપ“

સૂરજમાંથી તેજ નીચોવે,
યા વર્ષાનો ભેજ નીચોવે.

હેત બિછાવી અંદર-ઉપર,
કાંટાળી એ સેજ નીચોવે.

નામ પ્રમાણે નફરત રાખે,
માણસને પોતે જ નીચોવે.

લીલાં-પીળાં જખ્મો આપે,
અમને થઈ રંગરેજ નીચોવે.

ડારે - મારે, લાડ બતાવે-
ખાસ પ્રકારે એ જ નીચોવે.

ચિંતન મહેતા “ આલાપ“

વાતમાં લાગણીની નદી જોઇએ
પ્રેમનાં દાખલામાં વદી જોઇએ.

એક ક્ષણ તો ખુશીની મળે છે અહી
જીવવા ને ફરી શું સદી જોઇએ ?

ચિતરજે કોરું રણ આંખમાં તું હવે,
તરસ માટે મૃગજળો કદી જોઇએ.

કર હિસાબો ફરી લાખનાં તું છતાં,
એ લખવાં કાગળો પણ રદી જોઇએ.

આજ જલરુપ ગઝલ લખ જરા તું ફરી
શેરનાં કાફિયામાં જિદી જોઇએ.

કવિ જલરૂપ (મોરબી)

ભૂલવાને જામ જોશે,
એ ઇચ્છાના ગામ જોશે.

કંઇ આજે મફતમાં છે ?
માંગવામાં દામ જોશે .

રાવણવૃતિ છે બધે જો,
મારવાને રામ જોશે.

તું લડાઈ આજ કરમાં,
જીતવામાં હામ જોશે.

પાપ કરવામાં નથી ડર,
સ્વર્ગ નામે ધામ જોશે.

વેઠ ના કર જ્ઞાન માટે
એ ભણેલા કામ જોશે.

તું લખી લે ગઝલ 'જલરુપ'
એ મકતામાં નામ જોશે.

કવિ જલરૂપ
મોરબી

તીડનાં ટોળાં સમી સૌ સળવળે છે,
શ્વાસને ઈચ્છા બધી સામે મળે છે.
ઝંખનાઓ રોજ ગોવર્ધન બને છે,
કૃષ્ણ છું હું તર્જની રોજે કળે છે.
હાંફનાં ઓળા ઉતરતા જાય અંદર,
ભીતરેથી તું જરા જયાં ખળભળે છે.
મેં સપાટી પર ગણાવ્યા બે જખમ પણ,
સાત સાગર ઘૂઘવે મારાં તળે છે.
હોઠ પર જેનાં સદાયે સ્મિત ફરકે,
એ જ માણસ છેક અંદરથી છળે છે.

ચિંતન મહેતા " આલાપ"

ઘૂઘવીને શાંત થાતી એક પળ અફવા હતી,
જીવને જે રોજ કળતી એ જ કળ અફવા હતી.
જિંદગીને પ્રેસમાં આપી પછી સમજણ પડી,
સત્યનાં ચ્હેરા ઉપર આબાદ સળ અફવા હતી.
લાગણીને ગોળ-ચોરસ ઘાટ મેં આપ્યાં જરી,
કાટખૂણે સાચવેલી ખાસ તડ અફવા હતી.
આવકારો આપવામાં આપણે કાચાં નથી,
બસ તમારી આવવાની ભાંજગડ અફવા હતી.
લાખ વાતે તેં મને ઓછું લગાડ્યું છે ભલા,
ને પુરાવો એ જ તારું ગુપ્તબળ અફવા હતી.

ચિંતન મહેતા " આલાપ"

દર્દનો ફોટો મઢાવી રાખવો છે,
વેદનાનો છોડ વાવી રાખવો છે.
એક જે કિસ્સો સતાવે ડર બનીને,
હોઠ પર એને છપાવી રાખવો છે.
આંસુઓ પણ સાવ બર્ફાની થયાં છે,
પાંપણે અગ્નિ જલાવી રાખવો છે.
તું ટપાલી વેદનાઓ છોડ યારા,
શબ્દને પાનો ચડાવી રાખવો છે.
વ્યકત થાવું હોય તો* આલાપ *બોલે,
મૌનનો મોભો ટકાવી રાખવો છે!!!

ચિંતન મહેતા " આલાપ"

કાળા વાદળ પાછળ
મેઘધનુષ છુપાયું,
કદાચ મારી મીઠી નજરથી બચવા.

- ઈવા પટેલ

દર્દની પણ એ દિવસથી વાટ લાગી,
આંખ રડવા સાવ હૈયાફાટ લાગી !

એક ભીનો સ્પર્શ મેં સપને સજાવ્યો,
સમ તમારાં જિંદગી ઝન્નાટ લાગી !

ઓસનાં ઓસડ બનાવી ફૂલ બોલ્યાં:
સ્હેજ લુખ્ખી પણ હવા સર્રાટ લાગી.

બમ્પ જેવી એકબે ઘાતો હટાવી-,
ને પછીથી જિંદગી પુરપાટ લાગી.

થીંગડું લાગ્યું નહીં ને સોય ભાંગી,
મુશ્કિલો પણ ચાર હાથ.વણાંટ લાગી-

ચિંતન મહેતા " આલાપ "

ઉઘડી હ્રદય કમાડની કળી છે,
લાગણી આજ ફરી સળવળી છે.

યાદોની કુંપળ ફૂટે છે જ્યારે,
ત્યારે મૂગજળ સમ મળે છળી છે.

ડુંગર જેવો છે એ સાવ જ સૂકો,
વળી એને વાદળીની પાંખ મળી છે.

કદીક એ ગુલમહોર કદીક કેસુડો બને,
સૂર્યમુખી તો સૂર્ય તરફે જ ઢળે છે.

- ઈવા પટેલ

સાત રંગોની કહાની છે મજાની
રાત થાતા તો જવાની છે જવાની.

આંખ ધોખો તો કદી પણ ખાય ન શકે !
પ્રેમ પામો તો જવાની છે દિવાની .

મૌજ માણી લે હવે તું જિંદગી ની ,
ચાલવાની છે ઉમર તોય ઢળવાની.

આખરી શ્વાસો સુધી આ જીંદગીમાં,
વાત ગઝલોમાં હવે તારી થવાની.

લાકડીના જોર પર કાં ચાલવું છે ?
જેમ આવી તેમ જાશે આ જવાની.

કવિ જલરૂપ
મોરબી.

ભારતના સિંહો નું એ વન આઝાદ રહે
સિક્કા જેવું સૌનું એ મન આઝાદ રહે.

છે ફૂલોની મસ્તી , ભમરાઓનું ગુંજન ,
છે જ્યાં સૌરભનું એજ ચમન આઝાદ રહે.

વીર સપૂતોની ફાંસીને પણ યાદ કરો
રાણા, શિવા ના એજ વતન આઝાદ રહે .

જ્યાં હસતાં ગાતાં રમતાં ઉડતા પંખીઓ
સત્ય કરુણાનું એજ ગગન આઝાદ રહે.

રામ, બુદ્ધ ,કૃષ્ણની છે આ ધરતી દોસ્ત
લખ જલરૂપ ભારતદેશ અ મન આઝાદ રહે.
-કવિ જલરૂપ

જિંદગી કેટલો ત્રાસ દે છે ,
જીવવા બે જ પળ ખાસ દે છે.

રાખજે મૌન તું હાથમાં હો,
આ જગત દૂધ લૈ છાસ દે છે .

સાંભળી લે મફત કંઇજ નથી,
ચાકરી કર પછી ઘાસ દે છે.

પાણીમાં માછલી જો તરફડે !
જીવન જ મૃત્યુનો ભાસ દે છે.

જ્ઞાનથી પ્રેમને ઓળખી લે,
સાસ પાછી નવી આશ દે છે.

કવિ જલરૂપ

તને શોધવું
એમ તારું મળવું
એ પ્રેમ વ્યાખ્યા.
- ઈવા પટેલ

ભીના હદયે લીલી કુંપળ છે ફુટી,,
પ્રેમનાં અમી એણે સીંચ્યા છે મહીં..!!

નવ પલ્લવિત થયું આ ક્ષીણ વૃક્ષ ,,
પ્રણય પંખી માળો બાંધી રહ્યું છે અહીં..!!

કરશે કિલ્લોલ કલ્પાંત કરતું હદય અહીં,
ગુંજશે કલરવ મીઠો ,હવે અંતર મહીં..!!

વિરહને વેદનાને આપી દીધી છે માત,
યુગોની પ્રતિક્ષા થઈ પુરી "શબ્દો" મહીં,,

સુકી નદી બની છે વહેણ જોને,
"તૃષ્ણા" છલોછલ બે કાંઠે વહેતી થઈ..!!
રેખા સોલંકી (તૃષ્ણા).

નથી જવું જો મારે છોડી આમ તો,
તું જ આવને મળવા આમ તો.

નથી સમજવું હીરાનું કઇ મૂલ્ય ,
મને માત્ર લાગણી નું છે કામ તો.

આંખમાં લાલ ટશરો દોરી છે જો,
હૈયામાં કોતર્યું છે એક નામ તો.

ગુનો આચર્યો મોટો, નથી ખેદ લેશ,
તને પામવાની એક છે નેમ તો,

મેળવ્યું જે, છોડ અહીં નુ અહીં જ ,
સ્થાન કોઈ હ્રદયનું સાચું ધામ તો..!!

રેખા સોલંકી
(તૃષ્ણા).

કેટલી ઘેલી હું,,,,
ક્ષણે ક્ષણ ઝંખતી,,,,
મારા અસ્તિત્વે ,,,
તારો જ અક્ષ શોધું ,,,,,

મારૂં જીવન ,,
તારા વિના ઓટ,,,
તું હો તો ભરતી ,,,
નઇ તો લાગણી ને ખોટ,,

પ્રકાશપુંજ યાદો,,,
જીવન ઉજળું,,,,
શ્વેત શ્યામ જીંદગી ,,,
તારા અભાવે,,,,

દીપમાળા પ્રગટે ,,
શ્વાસને ઝબકારે,,,
પાંખો લાગે પાંપણે,,,,
શમણાં ઓ વિહારે,,,

નયને ભીનું કાજળ,,,,
આંજીને આવી રજની,,,
ઉદ્ગમ સંભવે,,
જીવન ગાન,,,

આવે છે તું???
રોકાય જા હવે ,,,
તું રોકાય જા,,,
મોડું થઈ ગયું,,,,

દિવસ ઉગ્યો હવે,,,
જીવન ના રહ્યું ,,,
જીવને લઇ ને,,,
હવે અંધારું ગયું....!!

રેખા સોલંકી (તૃષ્ણા).

એટલે તો પ્રેમમાં સમજુંજણ પડતાં નથી,
ખોટનાં સોદાં મોંઘવારીમાં પરવડતાં નથી.

આહ,પીડા ,દર્દ,વેદના ને ઝુરાપા બધું મળે.,
વસમો આ વ્યવહાર હવે કાં કો'ઇ કરતાં નથી.

કેટલા વહાલા હશે એ હ્રદયસ્થ જણ જુઓ,
તોડે હ્રદય તોય જાતથી અળગાં થતા નથી .

લાખ કરો આંખને પલક સજ્જડ બારીબંધ,
શમણે એ જાલિમ અટકચાળો ચૂકતાં નથી.

કેટલી કરી મનામણાં ને આજીજી ઓ તમને
બહેરાં કાને અમારી વિનંતી કેમ હ્રદયે ધરતાં નથી .

સમજાવી સમજાવી થાકી હવે તો આ મનને
યાદને ભરી ગાગરમાં અટારીએ કાં' મુકતાં નથી?

ઋતુ ઋતું ના પલટાવ જેવી અલગ તમારી રીત
ટુકડે ટુકડે શું મારો?એક ઘા કાતિલ કરતાં નથી. !!

રેખા સોલંકી (તૃષ્ણા).

(1)હતો હું બધાંને ગમે એવું ફૂલ,
કરમાયો હું, તને વધુ ગમીને.

(2) એટલે જ લખાય છે ગઝલ
કરયો તો સ્પર્શ તારા પ્રેમનો

(3) ખુલ્લો જ છે દિલ નો દરવાજો
કા' ટકોરા કરીને આવો છો ??

~ ઉર્વીશ કે સવાણી

તારા શ્વાસમાં....
મારો જ શ્વાસ ચાલે....
બીજું શું હોય....

તારી નસમાં....
મારો જ પ્રેમ દોડે....
બીજું શું હોય....

તારા દિલમાં....
મારી જ ધડકન....
બીજું શું હોય....

તારી આંખ માં....
મારો જ પડછાયો....
બીજું શું હોય.....

ખુશ થૈ પઁખી....
ઉડે ખુલ્લા નભમાં...
બીજું શું હોય....

મને તારો એ....
મળે અગાધ પ્રેમ....
બીજું શું હોય....

ઉર્વીશ સાથે....
તૂ પાગલ હોઇ તો....
બીજું શું હોય....

યુ કે સવાણી 'શિવ'

દિલમાં દર્દ
ચહેરા પર હસી
કેમ ઓળખું?

ઉર્વીશ સવાની

આંખો ને તારી જરા વાંચવા દે મને,
ભાષા આંખો ની જરા સમજાવ મને.

ચુપકીદીનું  કારણ નહીં પુછું તને,
મૌન લાગણી વાંચી લેવા  દે મને.

વિશ્વાસનું વહાણ કેમ ડુબ્યું તારું ,
આંખોમાંથી તારણ કાઢી લેવા દે મને.

શ્વાસની ધમણ હારે  છે હવે  મારી,
હેતથી હાથ પસવારી લેવા દે મને.

અંતિમ મિલન ની હવે "તૃષ્ણા"બાકી,
શ્રદ્ધા થી શ્વાસને છોડવા  તું દે મને ..!!

રેખા સોલંકી  (તૃષ્ણા).

હું- તું વચ્ચે આવી બેઠો
ડેશ, ચાલને ભૂંસી દઈએ.
છે જે ખાલી જગ્યા આપણા બે
વચ્ચે ચાલને થોડી ભરી દઈયે..

હુ તારો હાથ પકડુ ને
તુ મારો હાથ પકડે..
ને હ્રદય વચ્ચેની તિરાડ
ચાલને થોડી ભરી દઈયે

શું કામ તુ મૌન છો
ખબર નથી મને,
પણ થોડુ થોડૂ બોલીને
ચાલને પાછુ મલકી લઈયે..

ક્યારે અંતિમ શ્વાસ લેશુ
એ નક્કી નથી જ્યારે
તો ચાલને જુના જગડા ભૂલી
ને પાછુ સાથે જીવી લઈયે..

નીતા કોટેચા "નિત્યા"

મુંબઈ ની લોકલ એટલે
મુંબઈ ની જાન,
યાતનાં ઓ ની ખાણ
અને
સંબધો ની ભરમાર.

વર્ષો થી હુ સફર કરતો હતો,
રોજ સવારની ૧૦.૫ માં
આજે મને મળી ૯.૫૫

અરે મારા મિત્રો મને શોધતા હશે
પણ મને મળી આજે ૯.૫૫

રોજ ભિંસાતો,લટક્તો જાતો,
પણ આજે તો મને જગ્યા પણ મળી ગઈ.

લોકો બુમો પાડતા હતા,
ખાલી કરો,જગ્યા કરો,
અને મારી માટે બધાએ જગ્યા કરી.

મને પણ અચરજ થાતુ હતુ કે ,
આજે મને જગ્યા મળી ?

સાયન આવ્યુ અને મને ઉતારી દીધો.
અરે પણ મારે તો જવુ છે દાદર.

કાંઇક કહુ ત્યા તો એમબ્યુલન્સ માં મને
નાખી દીધો,
અને થોડી વારમાં તો ,
પોસ્ટ્મોર્ટમ વાળા ઓ ને સોંપી દીધો

હવે ખબર પડી મને કે
કેમ મને જગ્યા મળી
અને
કેમ મળી મને આજે ૯.૫૫

નીતા કોટેચા  "નિત્યા "

**હાથમાં એ આપવાને હાથ તો આવ્યા હતા**
**ફૂલ ની ક્યારી મહી બે ફૂલ તો ઉગ્યા હતા**

**માનવી એ માનવી ને કેટલા દીધા દગા**
**તોય તે પાછા મળીને પ્રેમ બી વાવ્યા હતા**

**આપણી  સાથે પછી એ હોય કે નાં હોય તો**
**આપણે  તો માનવીના બસ હ્રદય માપ્યા હતા**

**બંધ દરવાજે અમે તો ઓળખી લીધા હતા**
**એ થકી એ આજ પણ મારા થવા પામ્યા હતા**

**સાકળું ને સાકળુ મન રોજ થાતું જાય છે**
**એટલે તો હૃદય મારું તોડવા ફાવ્યા હતા**

**નીતા કોટેચા  "નિત્યા "**

## કોને ફરિયાદ કરીયે

આભ તૂટે ત્યારે કોને ફરિયાદ કરીયે
અને પોતાના રિસાઈ  ત્યારે
કોને ફરિયાદ કરીયે

દરિયો ગાંડોતૂર થાય ત્યારે
કોને ફરિયાદ કરીયે
ત્યારે આપણે હોઈએ જો મધદરિયે
તો કોને ફરિયાદ કરીયે

ગુંજન અને કાલરવના
શોખીન છીએ અમે
પણ જો પક્ષી રિસાઈ
તો કોને ફરિયાદ કરીયે

ઋણાનુબંધ બાકી હશે ,  એ બધા સાથે
નિભાવવું જ પડશે
પણ જો શ્વાસ જ રિસાઈ
તો કોને ફરિયાદ કરીયે

નીતા કોટેચા  "નિત્યા "

સુંવાળા સ્પર્શ નો એ અહેસાસ હતો
હળવેક થી અડ્યો જ્યારે તો થયું

જાણે નવજીવન મારા શ્વાસે મેળવ્યું,
જોયું મારા મૃત્યુ ને દૂર જતું મેં

નવપલ્લવિત ઉઠી હું એજ ઘડીએ
હજુય જાણે એ સ્પર્શ મારા માં છે

જીવંત..ને એ જીવન પર્યંત રહેશે
ખેવનામાત્ર એક જ રહી જશે કે

એ સુવાળા સ્પર્શનું હું
નામ શું આપું?

વૈદેહી ત્રિવેદી

શબ્દ છું કે મૌન છું
હું તારી ભીતર છું.

શ્વસુ છું તારા થકી,
તારી અંદર રક્ત છું

લોહ માંસ અને ચર્મ
હા, એનો જ તો જીવ છું.

પ્રત્યક્ષ હોઉં કે નહીં
અસ્ખલિત વહુ છું

નહીં સમજાતી વેદના નું
ઊંડુ ઉતરેલું શુળ છું...
.
વૈદેહી ત્રિવેદી

આજે તો અનરાધાર વરસ,
બની જા મેઘ મને ખુબ ભીંજવ

પ્રેમ ની તરસ છે વહાલા
કેટલા વારસો જૂની મારી

તારું વહાલપ વરસાવી
અંગ અંગ ભીંજવ આજે

એક ધબકાર ને મુક્યો મેં
તારા હૃદય માં સાંભળી ને

જીવી તો જો એને તારો જાણી
મળી લઉં તને મન ભરી ને

વૈદેહી ત્રિવેદી

સુખ નું શોધે સરનામું
સુખ નું શોધે સરનામું, માણસજાત, સુખ નું શોધે સરનામું!!!
સગવડ નો પાર નૈ, શાંતિ અપાર ભૈ!
છતાંઅભાવ માં રૈ,
માણસજાત,સુખ નું શોધે સરનામું!!!

સમય લગીર નૈ, હડિયું કાઢે છે ભૈ!
રૂપિયાના ઢગલા લૈ,
માણસજાત,સુખ નું શોધે સરનામું!!!

પંડ ના ને ધાપ દૈ, ગધેડા ને બાપ કૈ!
સંબંધ ને હડસેલી દૈ,
માણસજાત,સુખ નું શોધે સરનામું!!!

સ્વાર્થ કેરો સાથ લૈ, છળ ને સંગાથ દૈ!
કપટ નો કોથળો લૈ,
માણસજાત,સુખ નું શોધે સરનામું!!!

ડો. જિજ્ઞાસા છાયા ઓઝા

છે સતત મારી સાથે મારો પડછાયો,
થાય અંધારુ તો ઓગળી જાય,
મારામાં પાછો સમાઇ જાય,
છે રોશની ચાહે સૂર્ય કે ચંદ્ર તો,
થાય જુદો મારા થકી મારો પડછાયો,
સતત ભ્રમ કરાવતો જાય,
લાંબો થાય ને ફરી ટૂંકો થતો જાય,
કદીક દેખાય કદીક છૂપાય જાય,
ઓળખ મારે શું છે એ ભ્રાંતિ થતી જાય,
કરે બધું જ મારા જેવું હંમેશા
ફક્ત અંધારુ થાય તો મને છોડી જાય.

વૈદેહી ત્રિવેદી

## દંભ

આંગણે ઉગેલ રૂડો સાગ નડ્યો છે,
ને ભીંતે ખીલેલો બાગ મઢ્યો છે!
કૂંપળ મસળે છે કેટલી ક્રૂરતા થી !!!
ને ઘરના ખૂણે, સોનચંપો મૂક્યો છે.
ફૂલો સુગંધી, ન છે કિંમત કોડી ની ,
ને વાઝ માં ગુલદસ્તો ખોસ્યો છે.
કળી જોને કકળે, ડૂસકાં ભરે છે!
ને કોરા કાગળે ફાગ ચીતર્યો છે!
જીવતી લીલોતરી આંખો ને ચૂભે!
ને ઘર માં ટહૂકતો મોરલો દોર્યો છે!

-જિજ્ઞાસા છાયા ઓઝા

## નારી

સંવેદનાનું સરવર એ તો , સંકલ્પ કેરી પટારી ;
અડીખમ ઊભે આફત સામે, ચટ્ટાન શી ખુમારી!!!

નાજુક, નમણી, નવલી નારી, સંજોગોથી કદી ન હારી ,
વિટંબણા હો લાખ ભલે ને! પાસા ગોઠવે વાત વિચારી.

ડગલે - પગલે જીવનમાં જો આવે અડચણ અટારી ,
મક્કમ પગલે આગળ ચાલી, સમજી ફેરવે કટારી

અબળા ગણી સમાજે એને , મનફાવે તેમ હંકારી,
ખુદ ના બાહુબળ પર છતાં એ કાઢે વિજય સવારી!!!

પતંગિયા શી ચંચલા, નદ્દા શી ધીર-ગંભીર,
દોડે નિત પ્રગતિ ના પંથે, વિધાતા ને પડકારી!

ડો. જિજ્ઞાસા છાયા ઓઝા,

## કુતુહલ

જગ છે કેવું જંતર - મંતર,
અંતરથી અંતર નું અંતર!!!
લાભ મળે ત્યાં લોટી જાયે,
સંબંધ ફાંગોળે, સ્વાર્થ સમંદર.
આ મારું આ તારું કરતાં,
સાંકડું કરતાં દિલનું પીંજર,
નિતિ-રીતિ ની નૈ કૈ ભિતિ,
દોસ્તના દિલમાં ભોંકે ખંજર.
ભાઈચારાની ભાવના વાવી,
જીવન ને શણગારો સુંદર.
મનોવૃત્તિ ની છોડ મલિનતા,
વિશાળતા લાવ દિલની અંદર.
કુરિવાજો ને બાંધ્યા કોટે,
અંધશ્રદ્ધા નું ભૂંડું ભગંદર!
શું લાવ્યા? શું લઈ ને જાશું?
પળ માટે તું બન સિકંદર!
વિશ્વ ભલેને છો વખોડે,
આપણે બંદા મસ્ત કલંદર!!!

-જિજ્ઞાસા છાયા ઓઝા

યાદ તું આવે છે મને,
ત્યારે તારા સબંધની વ્યાખ્યા શોધુ છું..!!

દિલની દિવાલોમાં ગુંજી રહેલા,
તારા શબ્દોનાં પડઘાને શોધુ છું..!!

ફરવા નીકળુ છું જ્યારે એકાંતમાં,
મારા માં તારા પડછાયાને શોધુ છું..!!

વાંચું છું તારું નામ હું જ્યારે,
તારાએ સુંદર સ્મિતને શોધુ છું..!!

આખી જીંદગી કર્યો છે પ્રેમ તને *(નિલેશે)*,
છતાં તારા એ ધિક્કારનાં કારણને શોધુ છું..!!

*નિલેશ ટીકરાણા*
*એક_ઘાયલ_જોગીડો*

નાની નાની ડગલી અહીં ,
પાડતી'તી પગલી મહીં,
આજે છે જોને સન્નાટો !!!
ઓલા, ફૂલોને કહી દો, રજા છે ,
નહીં આવે પતંગિયાં, રમવાને!
ચકલી નો ચહકાટ નથી,
શીશું નો મલકાટ નથી,
સૂનાં પડ્યાં છે ખૂણાઓ!!!
ઓલી, કળીઓ ને કહી દો સજા છે,
નહીં આવે ઝાકળ, ચૂમવાને !
ઝૂરે છે આજે રેતીની ઢગલી
સૂની પડી છે જો ને લપસણી,
બગાસાં ખાય છે ઝૂલાઓ!!!
ઓલી ક્યારી ને કહી દો છજ્જા છે ,
નહીં ઈચ્છે ઘટા, ઝૂમવાને!!!

જિજ્ઞાસા છાયા ઓઝા

તારા પર કુરબાન છે જીંદગી અમારી,
તારા પ્રત્યે ઓછી નહી કરીએ બંદગી અમારી..!!

આમ, ભલેને ભુલી જા અમને પણ,
પછી ઘણી તડપાવશે તમને યાદ અમારી..!!

એવું જીવન જીવીને જતાં રહીશું અમે,
કે રડી પડશો તમે મૌત પર અમારી..!!

પરંતુ રડીને જ ન વિતાવી દેતાં જીવન તમારું,
નહીતર મુક્તી કેવી રીતે પામશે આત્માં અમારી..!!

અવતાર લઇશ બીજો ફક્ત તને ચાહવા માટે,
પછી, તારુ મળવું ન મળવુંએતો કિસ્મત અમારી..!!

છતા પણં રાહ જોશે આ *(નિલેશ)* તારી,
ભલે ને પુરી થાય એમાં જ જીંદગી અમારી...!!

*નિલેશ ટીકરાણા*
*એક_ઘાયલ_જોગીડો*

લેઝની એ સુમધુર ઘડી ક્યારે નજરુ મળી ગઇ,
ખબર પણ નાં પડી અને બાજી પણ બદલાઇ ગઇ..!!
પહેલી જ મુલાકાતમાં એની સાથે મારી નજર ટકરાઇ ગઇ,
પહેલા સ્મિત આપીને પછી હળવેકથી શરમાઇ ગઇ...!!
ગ્રાઉન્ડમાં ફરતા ફરતા તે મારી સાથે અથડાઇ ગઇ,
સહેલીનાં ટોળામાં જઇને મધુરતાથી હરખાઈ ગઇ...!!
એકવાર ઓઢણી એની મારા બાઇકમાં અટવાઇ ગઇ,
એની સામે જોતાં જ મારી લાગણી સ્મિતમાં ફેરવાઇ ગઇ...!!
અચાનક મુલાકાત થતાં એતો એકાએક ડઘાઇ ગઇ,
દુપ્પટ્ટાને સીધો કરીને એ મારા સબંધમાં પુરાઇ ગઇ...!!
વરસાદમાં વીજનાં ચમકારે મારીબાહોમાં સમાઇ ગઇ,
ખબર પણ નાં પડી *(નિલેશ)*ને અને દોસ્તિ પ્રેમમાં પલટાઇ ગઇ...!!

*નિલેશ ટીકરાણા*
***એક_ઘાયલ_જોગીડો***

ભટકી અંધારે ખૂબ પણ
જડ્યો નહીં કશેય પ્રકાશ.
નિરાશ થઈ ને બેઠી ત્યાં
ભીતર થી આવ્યો અવાજ.
આશા ફરી થઈ જીવંત ને,
કદાચ ભીતર મળે એ પ્રકાશ.
બંધ કર્યાં પોપચા ઘડીક,
રેલાયો અંદર ઉજાસ જો.
થઈ આત્મલીન દેખાયુ જે,
એ જ આત્મલીન તત્વ જો.
વૈદેહી ત્રિવેદી

રંગીલી દુનીયા ઊજડી મારી તો શું થયું?
બેરંગ જીંદગી તો તેની પણ થઇ હશે...!!
અજાણ રોશનીને પામવા ગઇ હતી,
અંધકાર સદાય દિલમાં તે લઇને ગઇ હશે..||
સાવ, અજાણી જ બની ગઇ મારા માટે તો,
પણ, ખુદથી પણ તે અજાણ બની ગઇ હશે..||
તારાથી જ હતી એના હોઠોમાં (લાલી)ની ચમક,
હવે તો શણગાર કરવાનું પણ ભુલી ગઇ હશે..||
નિર્દયતા તો ન હતી એની દિવાનગીમાં હું જાણું છું,
મુજથી છુટ્યા બાદ ખુદ પર જુલમ કર્યો હશે..||
ઘણા સમયે યાદ આવી હશે (નિલેશ) એ નાદાન ને,
શું?? થાશે તારું એનો એકાંત માં વિચાર કર્યો હશે..||
*નિલેશ ટીકરાણા*
*એક_ઘાયલ_જોગીડો*

## -: મુખપૃષ્ઠ કવિ પરિચય :-

અબ્બાસ વાસી 'મરીઝ'  **હુલામણું નામ** - મરીઝ

**જન્મ** - ૨૨ ફેબ્રુઆરી ૧૯૧૭) સુરત, ગુજરાત(
**અવસાન** - ૧૯ ઓક્ટોબર ૧૯૮૩) મુંબઈ, મહારાષ્ટ્ર(
**રહેઠાણ** – મુંબઈ
**રાષ્ટ્રીયતા** – ભારતીય
**વતન** – સુરત
**ધર્મ** - દાઉદી વોરા
**અભ્યાસ** - ધોરણ ૨ સુધી
**વ્યવસાય** - પત્રકાર, પ્રકાશક, તંત્રી
**જીવનસાથી** - સોના
**સંતાન** પુત્ર – મોહસીન, પુત્રી -લૂલૂઆ
**માતા** - અમ્તુલ્લાબાઈ
**પિતા** - અબ્દુલઅલી વાસી,

એમનાં વિશે જાણતા પહેલા આ ખૂબ પ્રચલિત ગઝલ મૂકતા હુ પોતાને રોકી નથી શક્તો...

હું ક્યાં કહું છું આપની હા હોવી જોઈએ,
પણ ના કહો છો એમાં વ્યથા હોવી જોઈએ
પુરતો નથી નસીબ નો આનંદ ઓ ખુદા,
મરજી મુજબની થોડી મજા હોવી જોઈએ
એવી બે-દિલી થી મને માફ ના કરો,
હું ખુદ કહી ઉઠું કે સજા હોવી જોઈએ
મેં એનો પ્રેમ ચાહ્યો બહુ સાદી રીત થી,
નહોતી ખબર કે એમાં કલા હોવી જોઈએ
પૃથ્વી ની આ વિશાળતા અમથી નથી 'મરીઝ'
એના મિલન ની ક્યાંક જગાહોવી જોઈએ
"મરીઝ"

## શરૂઆતી જીવન :-

મરીઝ (જન્મનું નામ અબ્બાસ વાસી) જાણીતા ગુજરાતી ગઝલકાર હતા. તેમણે લખેલી ઉમદા ગઝલોને કારણે તેમને ગુજરાતના ગાલીબ તરીકે ઓળખવામાં આવે છે. તેમનો જન્મ ૨૨ ફેબ્રુઆરી ૧૯૧૭ના રોજ દક્ષિણ ગુજરાતના સુરત શહેરમાં અબ્દુલ અલી વાસીના ઘરમાં થયો હતો. પિતા વ્યવસાયે શિક્ષક હતા. તેમણે તેમની માતાની છત્રછાયા ખૂબ નાની ઉંમરમાં જ ગુમાવી હતી. તેમને બાળપણમાં શિક્ષણમાં રસ પડતો નહિ અને શાળાએ જવાને બદલે તેઓ સુરત રેલ્વે સ્ટેશને આવતી-જતી રેલગાડીઓના એન્જીન જોવામાં સમય પસાર કરતા. વ્યવસાયે શિક્ષક એવા પિતાથી શિક્ષણ પ્રત્યેની તેમની આ નિરસતા સહન ન થતા, તેમને મુંબઈ પૈસા કમાવવા મોકલી દીધા હતા. તેઓએ મુંબઈમાં રબર ફેક્ટરીમાં કામ કરવાની શરૂઆત કરી હતી. તેમણે શાયરીની શરૂઆત ૧૪ વર્ષની ઉંમરે પોતાની મોટી બહેનની દીકરીના પ્રથમ જન્મદિન નિમિત્તે ગઝલ લખીને કરી હતી. તેમના મિત્ર અમિન આઝાદને તેઓ પોતાના ઉસ્તાદ (ગુરૂ) ગણાવતા હતા. ૧૯૮૩ની ૧૩મી ઓક્ટોબરે ઘરની બહાર જ રસ્તો ઓળંગવા જતા પૂરપાટ દોડી આવતી રીક્ષાની અડફેટે આવતા તેમને ગંભીર ઈજા થઈ હતી. આ અકસ્માત જ તેમના મૃત્યુનું કારણ બન્યો. ૧૯ ઓક્ટોબરના રોજ તેમના મલ્ટીપલ ફ્રેક્ચરોની શસ્ત્રક્રિયા કરવામાં આવી, જે સફળ રહી હતી પરંતુ તુરંત જ તેમને હ્રદયરોગનો હુમલો થયો જેમાં તેમનું અવસાન થયું હતું.

**કારકિર્દી :-** મુંબઈમાં આવીને તેમણે રબરના બુટ બનાવતી ફેક્ટરી યુનિવર્સલ રબર વર્ક્સમાં નોકરીની શરૂઆત કરી. ટૂંકા વેતનમાં પણ તેમણે વાંચનનો શોખ ન છોડ્યો અને પોતાની આવકનો મોટો હિસ્સો ફક્ત પુસ્તકો પાછળ જ ખર્ચતા. આગળ જતા તેમણે 'વતન' અને 'માતૃભૂમિ'માં પત્રકાર તરીકે પણ કામ કર્યું અને આઝાન, ખુશ્બુ અને ઉમીદ જેવા સામયિકોનું પ્રકાશન કરવાનું પણ કામ કર્યું, પરંતુ આર્થિક ભીંસને કારણે તેમાં બરકત ન આવી. ૧૯૬૦માં દાઉદી વોરા કોમના મુખપત્ર 'ઈન્સાફ'નું તંત્રીપદ સ્વીકાર્યું. ૧૯૩૬માં આકાશવાણી મુંબઈ પરથી પ્રસારીત મુશાયરામાં ભાગ લીધો હતો.

**સન્માન :-** ૧૯૭૧ અને ૧૯૮૧ માં મુંબઈમાં બે જુદાજુદા પ્રસંગે તેમનું સન્માન કરવામાં આવ્યું હતું.

**વિવાદ :-** કપરી આર્થિક સ્થિતિથી તંગ થઈને ૧૬ વર્ષની ઉમ્મરથી જ દારૂની લતમાં ફસાયા હતા. પાછલા જીવનમાં પાંચ-દસ રૂપિયામાં લખેલી ગઝલો દારૂ પીવા માટે વેચતા હતા. પછી દારૂની અસરને કારણે મુશાયરાઓમાં બરાબર રજૂઆત પણ ન કરી શકતા. ધર્મ-નિરપેક્ષ હોવા છતાં, પૈસા માટે મુસ્લીમ ધર્મગુરુઓ માટે 'ઇન્સાફ' દૈનિકમાં સુધારા વિરોધી લેખો લખતા. ૧૯૬૫માં એક ધનવાન વ્યક્તિએ રાતોરાત પ્રસિદ્ધિ પ્રાપ્ત કરવાના આશયથી મરીઝ પાસેથી તેમની ગઝલોનો સંગ્રહ સારી એવી કિંમતે ખરીદી લીધો હતો અને સપ્ટેમ્બર ૧૯૬૬માં દર્દનામે ૧૨૫ પાનાંના પૂસ્તક રૂપે તે પ્રગટ પણ કર્યો. પરંતુ સાહિત્ય જગતમાં આ વાત ખુલ્લી પડી ગઈ અને સાહિત્યકારો તથા મરીઝના ચાહકોએ હોહા મચાવી દેતા તે પુસ્તક તાત્કાલિક વેચાણમાંથી પાછું ખેંચી લેવામાં આવ્યું હતું.

**સર્જન :-**

એમણે થોડીક નઝમો અને મોટી સંખ્યામાં ગઝલો લખી છે, જેમાંની અનેક બીજાઓને વહેંચેલી-વેચેલી એમ કહેવાય છે. પરિણામે થોડીક જ એમના નામે ગ્રંથસ્થ છે. એમનો પ્રથમ ગઝલસંગ્રહ 'આગમન' (૧૯૭૫) અને બીજો 'નકશા' (મરણોત્તર, ૧૯૮૪)છે. આ ઉપરાંત અન્ય સાથે એમની રચનાઓ 'દિશા' (૧૯૮૦)માં સંપાદિત થયેલી છે. 'મરીઝ'ની ગઝલ એની સ્વરૂપગત મર્યાદાઓને અતિક્રમી ઊંચી કવિતા સિદ્ધ કરી શકી છે. એમની ગઝલોમાં ઉત્તમ શેરોની સંખ્યા ઘણી છે. કેટલીક તો સાદ્યન્તસિદ્ધ ગઝલો છે. એમણે જીવન વિશે, પોતાની અવદશા વિશે, ભાંગી પડેલા પ્રેમની વ્યથા વિશે, મિત્રો વિશે અને પરવરદિગાર વિશે કલાત્મક અભિવ્યક્તિવાળા શેર આપ્યા છે. એમના શેરની વિશેષતા એ છે કે તે સાદી સરળ વાણીમાં માર્મિક વાત કહી જાય છે. એમાં કવિનો મર્મ કે ક્યારેક કટાક્ષ એવી રીતે ધ્વનિત થતો હોય છે કે તે સહસા પમાય નહીં. આમ, ઊંડાણ અને અસરકારકતાના ગુણોને કારણે કાવ્યરસિકો એમને ગાલિબ સાથે સરખાવવા પ્રેરાયા છે. તેઓ ગુજરાતી ગઝલક્ષેત્રે સાચી કવિતાના સર્જક છે.

(Source - વિકિપીડિયા ગુજરાતી પરથી સાભાર)



★ નામ ★

અબ્બાસ અબ્દુલઅલી વાસી

★ ઉપનામ ★

મરીઝ

★ જન્મ ★

૨૨/૦૨/૧૯૧૭ (સુરત)

★ અવસાન ★

૧૯/૧૦/૧૯૮૩ (મુંબઈ)




IMAGE SOURCE - GOOGLE IMAGES